વંદેમાતરંમ Reg No

જય સ્વદેશ　　　　જય સ્વરાજ

# દેશનો દુશ્મન


રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.

ગુજરાત સાહિત્ય મંદિરના વ્યવસ્થાપક

કેશવલાલ ગોકળદાસ શાહ મુ ભરૂચ.

ઠે. ફતેપોર બજાર.



સં. ૧૯૭૯　　　　સને ૧૯૨૩.

આવૃત્તિ ૧ લી　　　　પ્રત ૩૦૦૦.

શ્રી જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા વાડીલાલ નાથાલાલે

છાપ્યું. રીચીરોડ પુલનીચે—અમદાવાદ. નં. ૧૧૬

કીમત એક પૈસો.

# બે બોલ.

આજે મને જણાવતાં ખુશી ઉપજે છે કે ટુંક વખતમાં પૈસા
સીરીઝ ત્રીજી નીકળે છે તેનું કારણ કે કીમતમાં નજીવી બાબત
લોકને તેનો ઉઠાવ સારો છે તેમજ વકીલ શ્રી મોહનલાલભાઇ જે-
ચંદ તથા ભાઇ આત્મારામ નારણદાસ અને વકીલ ભાઇ શ્રી ક-
રશનદાસ ગોકળદાસની મદદને લઇને હું મારૂં કામ અગાડી ચલા-
વ્યા કરૂં છું અને આશા રાખીશ કે આપ પણ મદદ કરશો.

બીજું આપ બે રસ્તે મદદ કરી શકો છો એક તો આપ
જો વેપારી હો તો આપની જાહેર ખબર મોકલીને મદદ કરી શકો
છો અને જો આપ ઉપદેશકનું કામ કરતા હો તો ઉપદેશમાં મારી
જાહેર ખબર ફેલાવી શકો છો, મારૂં મોત તમારા હાથમાં છે જો
તમે મને એક રસ્તે મદદ ન કરો તો હું મરી જાઉ તેમાં નવાઇ
નથી. માટે આપની ફરજ છે કે જો દર અઠવાડીએ નવી નવી
ચોપડીઓ વાંચવી હોય તો મને મદદ કરવા ચુકવું નહિ અને જો
આપ મને મદદ કરશો તો હું આવતા અંકમાં સચીત્ર ચોપડી કા-
ઢીશ અને તેની કીમત પણ ફક્ત પૈસો રાખીશ. દર અઠવાડીએ
મારી ઉમેદ છે કે સચીત્ર ચોપડી કાઢવી અને પૈસે પૈસે વેચવી,
માટે તમે મને મદદ કરશોજ.

ભલુ કરો.

લી. આપનો સેવક.

**ગુજરાત સાહીત્ય મંદિર.**

ઠે. કતોપોર બજાર—ભરૂચ.

૧૩—૫—૨૩

# દારૂમાં દિવાના થયેલાને વિનંતિ.

"સવૈયા."

સાંભળજો હે વ્હાલા ભાઇઓ દારૂમાં મસ્ત રહેનારા,
પાંચ મીત્રો સાથે મલીને દારૂ પીઠે પીવાના. ૧
દક્ષિતને દામ આપીને બોટલ બે પાંચ ખોલવાના,
ચણા ચવાણું ખુબજ ખાઇને સોડા સાથે લેવાના. ૨
બેમાં જાતે ગણુંચે દાજો એ કોઇને નહિ કે'વાના,
વાઘ બની પીઠેથી નીકળ્યા લડથડીયાં ત્યાં લેવાના. ૩
અધરી છોકરાં બીને નાસે ગાળો સૌની ખાવાના,
લુગડાનું કંઇ ભાન મળે નહિ જુતા રસ્તે રેવાનાં. ૪
ધીક તમારી જાતજને કુલ કલંક લગાવાના,
પૈસાનું પાણી કરીને બેહાલ તમારા બનવાના. ૫
વાયલ કુતરા જેવા દીસે મોઢેથી ઘુમો દેવાના,
લોકનાં ટોળાં ભેળાં કરીને પોલીસનો માર ખાવાના. ૬
પૈસાદારના પોરીઆ હશે તે ઘેર મંગાવી પીવાના,
ભોળી ટોપી માથે ધરીને સત્યાગ્રહી બનવાના. ૭
આ દુનિયામાં ઇશે બનાવી કેવી ચીજો ખાવાની,
તેને મુકી દુષ્ટ જનો તો ખરાબ ચીજો ખાવાના. ૮
દુધ ઘી સાકર મેલીને મધુ પીવાને જાવાના,
આખરે રસ્તે ગટરો ગોતી તેમાં તેઓ પડવાના. ૯
વાલા ભાઇઓ વિચાર કરીને પૈસા બોટલે નાખવાના,
[illegible]ગને આશા એજ આ અરજ ધ્યાનમાં લેવાના. •

# દારૂ તાડીની લીલા અને મહાત્માશ્રીનું ફરમાન.

( પતિ વિના પ્રેમદાના મનના પૂરાશે ક્યાંથી કોડ. એ રાહ )

મદીરામાં મશગુલ રહો શું, હિંદુ મુસલમાન;
દારૂમાં હિંદુ મુસલમાન, તાડીમાં હિંદુ મુસલમાન.
ઓ વીર ભારત માત તનુજ તો, કરો દેશ કલ્યાણ .........(૨)
મદીરા પી નર નારી રાચે (૨) તાડીના નટવા બની નાચે. (૨)
અફળાતાં પડતાં ખાડામાં, બાળ, વૃદ્ધ, યુવાન, નિશાથી.......
ગરથ ગુમાવી બનો દીવાના, (૨) રાય રંક ને સજ્જન શ્યાણા.! [૨]
તજો નિશાની ટેવ ભારતના શૂરા સૌ સંતાન, ભારતના......
છતાં મદીરા મંદીર મ્હાલે (૨) નીચ પીએ ઉંચ ઘરમાં ઘાલે [૨]
શરાબ પીને છૂપા છાકટા, શીદ બનો વિદ્વાન, છાકટા.........
ચીત્ત વિત્ત હીત એ જનનું હરતા [૨] દેહ હાડપીંજર સમ કરતાં.(૨]
ભરતા તન મન નીચ બુદ્ધિથી, કરાવતાં અપમાન, રિપુઓ...
મદીરાનું મુળ નાંખો બાળી, (૨) ટેવ તાડીની તનથી ટાળી...[૨]
દારૂ વિષકી રમ બ્રાન્ડીને ત્યાગી કરો પય પાન, શૂરાનો......
શેમ્પીન મયની બોટલ ફોડો [૨] તનમનથી તૃષ્ણા નીચ તોડો [૨]
ભૂલો ના ફરમાન ખૂદાનું, પારસી મૂસલમાન, ખૂદાનું.........
ત્યાગ કરો વૃદ્ધ બાળ યુવાનો (૨) હીત વચન શ્રી ગુરૂનું માનો [૨]
વીર આત્માના બળે મેળવવા સ્વરાજ્ય હક ને માન મેળવવા...
મૂલ્ય આ વચનોને ગૃહેશો (૨) દોષ રોષ ચીત્તમાં નવ લેશો... [૨]
લેખપર ટેક રાખતો 'શ્રી રણછોડ' નિદાન, રાખતો...

—※—

# દારૂ તાડીથી થતી પાયમાલી.

( રાગ—ખુનેજીગર કુ પીતે હું બસ ગમ્મે તોરે યાર ).

અરે હિંદ તણા સહુ વાસીઓ નિજ ત્યાગો દુરવ્યસન
મોહયા શું દારૂ તાડીમાં રે હિંદુ મુસલમાન ૧
અક્કલના થઇને અંધા શું સ્વાદ એ ચાખ્યા મીઠા,
ઘણી એ શરમની વાતો રે, હિંદુ મુસલમાન. ૨
નિત્ય સાંજ પડી કે ચાલ્યા, પીઠામાં જઈ ભરાયા;
મંગાવે ઘડીયા તાડી નારે હિંદુ મુસલમાન. ૩
કંઇ માછી ગોલા મોચી. મળી અનેક બીજી જાતી,
પીતા શું તાડી સ્વાદે, ત્યાં રે હિંદુ મુસલમાન, ૪
મન માને સ્વર્ગ છે આતો, જાણે પીધો અમૃતરસ તો;
પછી ઈંદ્ર સભા સમ નાચે ત્યાં રે હિંદુ મુસલમાન. ૫
ફરે મુખથી ભૂંડી લવારી દીધી લાજ શરમ સહુ મેલી
ગાંડાની માફક બકતા કાંઈ રે હિંદુ મુસલમાન. ૬
ચઢે નિસા પછી દહેજતમાં કુતરાની માફક ભટકાતા,
અથડાતા જન કુટાતા કાંઇ રે હિંદુ મુસલમાન. ૭
નીકળ્યા પીને પિઠેથી જરી નવ ડરતા તે કોથી,
સલ ભલાથી બાથો ભીડતાં કંઇ રે હિંદુ મુસલમાન. ૮
અંગે નવ શક્તિ હોતીને, સુજતી ઉંધી બુદ્ધિ;
બકતા સપાટે વાયુના રે હિંદુ મુસલમાન.
જરી પગ નવ ભુમીએ ઠરતા રસ્તે ચાલે અથડાતા,
પડતાં કંઇ ખાડી ગટરોમાં રે હિંદુ મુસલમા
[illegible] વિના હો ભુખે પણ તે વિના નવ

કુટુંબે મરતા બાળ ભૂખે રે હિંદુ મુસલમાન. ૧૧
કરે મહેનત તન તોડીને, કમાવે પેટના પુર તે,
ભરતા નાણું સહુ પીઠામાં રે હિંદુ મુસલમાન. ૧૨
થતા ભાન વિનાના નગ્નો વળી માત ભગીની સામે,
ભયંકર પાપે ડુબતા તે રે હિંદુ મુસલમાન. ૧૩
ધિક્કાર પડો જીવનમાં એવા દુષ્ટ કપુતો પાક્યા,
નવ માત પિતા પણ જાણે કંઇ રે હિંદુ મુસલમાન. ૧૪
કંઇ ઉંચ અમીરો આજે વિસ્કીની બાન્ડી ફોડે,
અક્કલના પાગલ બનતા તે રે, હિંદુ મુસલમાન. ૧૫
નાણાંની ખરાબી કરતા વળી હાનિ વેઠી લેતા,
ધિક્કાર પડો વ્યસનમાં રે, હિંદુ મુસલમાન. ૧૬
ગયા રાજ્ય કંઇ રાજાના ભોંકાણો એ વ્યસનનાં,
ઘરબાર લુંટાયા કંઇ જનનાં રે હિંદુ મુસલમાન. ૧૭
વિનવું સહુ પીનારાને કંગાલ થશો એ વ્યસને,
નિર્લજ્જ બન્યું ભારત આજે રે હિંદુ મુસલમાન. ૧૮

લેખકઃ—રામચંદ્ર માધવરાવ.

---

# દારૂ તાડીના વારસામાં ડુબેલું હિન્દુસ્થાન.

(રાગ થવાનું ના થવાનું કહે નજુમી કોણ એવો છે)

સુતેલા આર્ય બંધુઓ વ્યસન નિદ્રા હવે ત્યાગી;
ગુલામી તોડવા ખાતર, હવે જુવો જરા જાગી. ૧
દારૂ તાડી હરે હરે કૈવત, કરાવે નીચની સોબત;
સદા માટે ત્યજી મહોબત, હવે જુવો જરા જાગી, ૨
રૂપૈયા લાખો લઇ જાયે, પ્રતિદીન હિંદ લુંટાયે;
છતાં નહિં ભાન મન માયે, હવે જુવો જરા જાગી, ૩
તાપ દુઃખ વેઠી મેળવશો, પીડામાં તે ભરી દેશો;
પછી શું પેટમાં ભરશો, હવે જુવો જરા જાગી. ૪
ત્યાગી થઇ વ્યસનને છોડો, ગુલામી દેશની તોડો
પીડા પાછળ નહિ દોડો, હવે જુવો જરા જાગી. ૫
કરીને ત્યાગ દારૂનો, નહિ પીતાં કદી બ્રાન્ડી;
ઉતારી આંખ અંધારી, હવે જુવો જરા જાગી. ૬
રોજ મહેનત કરી લાવો, સુખેથી ઘેર જઇ ખાઓ;
પીઠાનો છોડીને દાવો, હવે જુઓ જરા જાગી. ૭
કરીને ઐક્યતા સાથે, વ્યસન દુર્ગુણ કાઢીને;
બચાવા દેશની લક્ષ્મી, હવે જુવો જરા જાગી. ૮
નુતન બળ લાવી ભારતને કરો સ્વતંત્રમય આજે;
"ફતુ" કે' સ્વમાનને ખાતર, હવે રહેજો સદા જાગી ૯

# મધુપાન વીશે.

( સમજો શીકારી શાણા એ રાગ. )

ન બનો શ્રીમંત શાણા દારૂ માંહી દીવાના,
સજ્જનો સુખી થવાના દારૂ જો નહીં પીવાના
મદીરાથી મોજ માણો પડયો માને પેટ પાણો,
દુનીયામાં દુષ્ટ જાણો નર્ક નકી તે પ્રમાણો.
પૈસાનું પાણી કરો છો બુદ્ધી વીના થઇ ફરો છો.
અંતે ખીણ મોતે મરો છો તોય પ્રભુથી નહીં ડરો છો.
દારૂનાં ગામોગામ પીઠાં કહો કોઇ એ નહીં શું દીઠાં,
માનો ફળો તેનાં મીઠાં સમજુ જનોને અજીઠાં.
નજરે જુઓ નીહાળી દારૂ પી કરે ગાળાગાળી.
દુર્બુદ્ધી ને ઘો ટાળી સમજે તે ભાગ્યશાળી.
નહીં કરવું તે પણ કરે છે છાનાં પીઠામાં ગરે છે,
પ્રીતેથી પ્યાલીઓ ભરે છે પછી પશુ સમા તે ઠરે છે.
દારૂ મો દુર્ગંધી બનાવે સ્વાદ તેમાં કાંઇ ન આવે,
સમજુ ને સજા કરાવે એવા ગુણો તે ધરાવે.
દારૂને ચાળે જે ચડે છે રસ્તામાં જનોને નડે છે,
આ ભવે નર્કે તે પડે છે શાણા થવાથી રડે છે,
દેખાદેખી નહીં કરશો દુનીયાંથી કાંઇક ડરશો,
નીતી ન્યાયે જો વીચરશો ભવસાગર સુખેથી તરશો.
સમજો શીખ છે આ છેલ્લી દારૂ પીવાનો દો મેલી,
મોહને શીખામણ દીધી સમજુ જનોને છે સહેલી.

—⁂—

# આ પાનુ જાહેર ખબર માટે ભાડે આપવાનું છે.

| | | |
|---|---|---|
| ૧ વખતના | રૂ. | ૨. |
| ૧ મહીનાના | રૂ | ૭. |
| ૩ મહીનાના | રૂ. | ૧૮. |
| ૬ મહીનાના | રૂ, | ૩૦. |
| ૧૨ મહીનાના | રૂ. | ૫૪. |

હર અજવાળીયે નવી નવી ગજલોની ચોપડી બહાર પડશે. અને તેની ૩૦૦૦ (ત્રણ) હજાર નકલો નીકળશે કીમતમાં સસ્તી હોવાથી ફેલાવો સારો થશે ભાવ ઘણાજ સસ્તા છે, તમારી જાહેર ખબર આજને આજ મોકલી આપશો.

લી० ગુજરાત સાહિત્ય મંદિર.

ફતેપોર બજાર—ભરૂચ.

## ગઝલ.

ઘણાંને તેં તો છે લુંટયા, ઘણાંના નામ તેં બાળ્યાં;
કંગાળોના કરમ ફોડયાં, અરે રે બે શરમ દારૂ. ૧
ઘણાંને નાશ કીધા છે, બહુને રંક કીધા છે;
ઘણાંને તું ભમાવે છે, અરે રે બે શરમ દારૂ.
હતા જેને મહેલ ને કીલ્લા, થઇને રંક તે બેઠા;
કીધાં છે હાય સાવ ફના, અરે રે બે શરમ દારૂ. ૩
ભલાભલા મહેલને બાગો, જઇ જ્યાં તેં કર્યો વાસો;
થવા લાગ્યો ત્યાં તમાશો, અરે રે બે શરમ દારૂ. ૪
શરમ તો જોઇને નાશે, રહે નહી કોઇ પણ પાસે;
પવિત્રાઈ દુરથી ત્રાસે, અરે રે બે શરમ દારૂ. ૫
બનાવે જેને તું ઘોડો, નચાવે નહી તેને થોડો;
કરે છે મૂળથી ખોડો, અરે રે બે શરમ દારૂ. ૬
સુગંધી તારી નહી સારી, નરકથી પણ તે નઠારી;
બધાથી તુંજ ખરાબ યારી, અરે રે બે શરમ દારૂ. ૭
કરે જે પર તું અસ્વારી બને મોટો અધિકારી:
ચાખે છે તે પછી હાની, અરે રે બે શરમ દારૂ. ૮
ઘણાંની થઈ છે ખુવારી, અમીરો હાલે ભીખારી;
ઘણા રાજાની થઇ હાની, અરે રે બે શરમ દારૂ. ૯
તારામાં ખ્વાશ શયતાની, બનાવે ભુતનો ભાઇ;
ભલાને દે તું ભૂલાવી, અરે રે બે શરમ દારૂ. ૧૦
ચાખે છે તારા જે તાબે, તેને તું નર્કમાં નાખે;
ખેલે છે તું ઘણાં સાથે, અરે રે બે શરમ દારૂ. ૧૧

તને ચાહનારા લોકો તો, પીએ છે તે ખુશીથી તો;
ફેંકે છે તું ગટરમાં તો, અરે રે બે શરમ દારૂ. ૧૨
ભમે છે મુખ પર માંખી, પડે તે ખુલ્લું મ્હોં રાખી;
પછી લોકો કરે હાંસી, અરે રે બે શરમ દારૂ. ૧૩
ફેલો તારાને મેં જાણી, તારી બાબતને પણ જોઇ;
ન લેશો ભાઇ તે કોઇ, અરે રે બે શરમ દારૂ. ૧૪
હશે જે જન સાચો તે, તારા સામું નહી જોશે;
ધિક્કારશે તે તો તુજને, અરે રે બે શરમ દારૂ. ૧૫
કહે ઇશુરૂ અરે ભાઇ, ન લેશો તેહને કોઇ;
નાહસે જે તેહને જોઇ, અરે રે બે શરમ દારૂ. ૧૬

---

# દારૂ તાડીનો ફટકો.

( રાગ—ખુને જીગરકા પીતે હું બસગમ્મે તોરે યાર ).

દારૂ તાડીની દીવાનીમાં ડુબી હિન્દુસ્થાન,
છોડો હવે તો હદ વળી એ હિન્દુ મુસલમાન. ૧
શું સ્વાદ હશે એ મીઠા કંઇ લાજ વિનાના દીઠા,
શોધે દારૂનાં પીઠાં રે ઓ હિન્દુ મુસલમાન. ૨
કંઇ લથડીયાઓ ખાતા કોઇ નગ્ન વળી દેખાતા,
છતાં નથી શરમાતા રે ઓ હિન્દુ મુસલમાન. ૩
કંઇ ન્યાત વરો જો આવે તાડીનાં ધડીયાં લાવે,
પછી પંગતમાં પીરસાવે રે ઓ હિંદુ મુસલમાન. ૪
કોળી દુબળાને ધાંચી ખત્રી ગોલાને માછી,
પીતા તે ઢીંચી ઢીંચી રે ઓ હિન્દુ મુસલમાન. ૫
ઉગ્ર રવિના કીર્ણે સખ્ત મજુરી કરતા,
પીઠામાં પૈસા ભરતા રે ઓ હિન્દુ મુસલમાન. ૬
ગુલામી ક્યારે છુટે દારૂ પીવાનો મુકો,
ત્યારે ગુલામી તુટે રે ઓ હિન્દુ મુસલમાન. ૭
જે પાપ જેમાં ગણુતા તેમાં મદદ શું કરતા,
દેશના દ્રોહી થાતા રે ઓ હિન્દુ મુસલમાન. ૮
દારૂ તણા દીવાના રહેશો કફન વિનાના,
વળી સ્થિર નહિ ઠરવાનારે ઓ હિન્દુ મુસલમાન. ૯
પીતાં થયાં નર નારી ખોલ્યું ખાતું આબકારી,
કમાણી ચાલી ભારી રે, ઓ હિન્દુ મુસલમાન. ૧૦
કોઇ ભાંડ મુખથી બોલે ગાંડાની માફક ડોલે,

ઈજ્જતના પડદા ખોલે રે એ હિન્દુ મુસલમાન. ૧૧
મા બ્હેન વહુ ને દીકરી આંખે કદી નવ જોતાં.
મનમાં આવે તે બકતારે, એ હિન્દુ મુસલમાન ૧૨
દીન રજનીમાં અથડાતા કંઇ તિમીરમાં કુટાતા,
ગટરમાં ગોથાં ખાતા રે એ હિન્દુ મુસલમાન. ૧૩
બ બ બ બ કરીને બકતા નીસામાં લવારી કરતા,
રખડેલ સમ રવડતા રે એ હિન્દુ મુસલમાન. ૧૪
કોઇ પીવા પીઠામાં જાયે કોઇ ખાનગી મંગાવે,
એ દેશને ડુબાવે રે એ હિન્દુ મુસલમાન. ૧૫
ઓ ભ્રાતા ભગિની મારા વ્યસન એ નઠારા,
મનુ કહે નિશાથી રહો એ હિન્દુ મુસલમાન. ૧૬







# આ પાનુ જાહેર ખબર માટે ભાડે આપવાનું છે.

| | | |
|---|---|---|
| ૧ વખતના | રૂ. | ૨ |
| ૧ મહીનાના | રૂ. | ૭ |
| ૩ મહીના | રૂ. | ૧૮ |
| ૬ મહીનાના | રૂ. | ૩૦ |
| ૧૨ મહીનાના | રૂ. | ૫૪ |

હર અઠવાડીયે નવી નવી ગજલોની ચોપડી બહાર પડે છે અને ૩૦૦૦ તેની નકલો નીકળે છે કીમતમાં સસ્તી હોવાથી ફેલાવો સારો છે એક મહીનામાં ચાર વખત, ત્રણ મહીનામાં બાર વખત, ૬ મહીના માં ચોવીસ વખત અને બાર મહીનામાં અડતાળીસ વખત નીકળશે. આજેજ લખો:—

ગુજરાત સાહીત્ય મંદીર

ફતેપોર બજાર—સુરત

## સહકારીઓને અપીલ.

( ખુને જીગરકો પીતીથી બસ ગમમે નેરે યાર ) એ રાહ.

ભાઘાવળી સમ બળિયારે, બેઠા શું હારી હામ (૨)
પરદેશી પ્રજાના પ્યારારે, બ્રિટનના બન્યા ગુલામ (૨) બા૦
સૌ ભારતના સંતાનો, હિંદુને મુસલમાનો (૨)
ભુલ્યાં ભરોંસે ભાનોરે, બેઠા શું હારી હામ (૨) બા૦
સ્વરાજ ન્યાય નીતિ માગો, સહકારી વિરલા જાગો (૨)
નિંદ કુંભકરણની ત્યાગોરે, બેઠા શું હારી હામ (૨) બા૦
ભુલ બ્રિટનને બતલાવો, કંઈ દેશ દાઝ દીલ લાવો (૨)
ભારત ભલું ચિત્ત ચાહોરે, બેઠા શું હારી હામ (૨) બા૦
મહારાણી જાહેરનામું. મુકો બ્રિટનની સામું (૨)
શું માતે લખ્યુંજ નકામું, બેઠા શું ખોવા નામ (૨) બા૦
સદ્‌ભાગ્યશાળી મહારાણી દેવી સમ હિંદ પૂજાણી (૨)
ફેરવો વચન પર પાણીરે, ખુર કરો કામ (૨) બા૦
જે દેશ થકી આબાદી તેનીજ કરો બરબાદી (૨)
ભુલો શું હિંદ પ્રસાદીરે, બેઠા શું હારી હામ (૨) બા૦
શું હિંદ પ્રજા સંતાપો હકદાર તણો હક આપો (૨)
છો હિંદ તણા આભારે જગમાં દીપાવો નામ (૨) બા૦
ગુરૂ દ્રોણ ભીષ્મ સમ જ્ઞાની, ના વચનો જુઠ પ્રમાણી (૨)
હાથે કરી દૂર હાનીરે, જગમાં બન્યા બદનામ (૨) બા૦
શ્રી કૃષ્ણચંદ સમ ગાંધી, જેણે અચળ સમાધિ સાંધી (૨)
આત્માજગે ઉપાધીરે, ટાળવાને બીડી હામ (૨) બા૦
ગુરૂજ્ઞાની અમે છીએ ચેલા, વચનામૃત પીશું વે'લા (૨)
શ્રી રણછોડના સરજેલારે, કરશું અમર જગ નામ (૨) બા૦